પ્રકાશક—
'શ્રીવિજયલાવણ્યસૂરીશ્વર જ્ઞાનમંદિર'
ના કાર્યવાહક શેઠ ઈશ્વરદાસ મૂલચંદ
બોટાદ સૌરાષ્ટ્ર

卐

વીર સં૦ ૨૪૮૪ ] નેમિ સં૦ ૯ [ વિક્રમ સં૦ ૨૦૧૪
નકલ ૧૦૦૦ — પ્રથમાવૃત્તિ — મૂલ્ય ૦-૮-૦



પ્રાપ્તિ-સ્થાન—

[ ૧ ]
સરસ્વતી પુસ્તક ભંડાર
ઠે. રતનપોળ હાથીખાના
મુ. અમદાવાદ (ગુજરાત)

[ ૨ ]
હિંમતલાલ મણીલાલ શાહ
ઠે. ૧૧, માણેકભુવન, પહેલે માળે
બામટેકી, હારે રોડ, મુંબઈ-૭

મુદ્રક જયંતિ દલાલ, વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ

## પ્રકાશકીય બે બોલ

જેનાથી કલ્યાણ સધાય તેવી આચરણાને ધર્મ કહે છે તે ધર્મમા એક એવી શક્તિ છે કે જે સર્વત્ર સુવાસ પમરાવી શકે અને મુક્તિ તેમજ ભુક્તિના સુખો અપાવી શકે

પ શ્રી સુશીલવિજયજી મહારાજશ્રીએ આબાલવૃદ્ધને સમજાય એવી શૈલીએ ધર્મની શક્તિનો માલાના મણિકાની જેમ ૧૦૮ વાકયો ગૂથીને આ પુસ્તિકા દ્વારા ખ્યાલ કરાવ્યો છે, એ બદલ અમે તેમના ઋણી છીએ

—પ્રકાશક

## जैन धर्म

स्याद्वादो वर्तते यस्मिन्,
पक्षपातो न विद्यते ।
नास्त्यन्यपीडनं किञ्चित्,
जैनधर्मः स उच्यते ॥

— જેમા સ્યાદ્વાદ વર્તે છે,
જેમા પક્ષપાત જણાતો નથી,
જેમા કોઇ પણ પ્રાણીને જરા સરખી
પીડા કરવાનું વિધાન નથી તે
'જૈનધર્મ' કહેવાય છે

卐 ॐ अर्हं नमः 卐

# ધ...ર્મ...પ...રિ...મ...લ

धनदो धनार्थिना प्रोक्त , कामिना सर्वकामदः ।
धर्म पवापवर्गस्य, पारम्पर्येण साधक ॥ ॥

[ धर्मबिन्दु, अ० १ ]

ધર્મ જ ધનના અર્થીઓને કુબેર જેવો, કામીઓના સર્વ કામને આપનારો, અને પરંપરાએ મોક્ષનો સાધક કહેલો છે (૧)

વિશ્વમા બે સત્તાઓ અવિચલ છે એક ધર્મસત્તા અને બીજી કર્મસત્તા. કર્મસત્તાનું ધ્યેય જગતની સમસ્ત જનતાને જ્યારે ઉન્માર્ગે લઈ જવાનુ છે,' ત્યારે ધર્મસત્તાનું ધ્યેય સહુને સન્માર્ગે લઈ જવાનું છે બન્ને સત્તાના સમ્રાટ્ વિશ્વના રણસંગ્રામમા પોતપોતાના ધ્યેયને પહોચી વળવા વિવિધ શસ્ત્રોથી સજ્જ થઈ વિશાલ સેના સહિત રાતદિવસ કટિબદ્ધ રહે છે

જેને સન્માર્ગે જવું હોય; આદર્શ જીવન' રાખીને જીવવું હોય, આત્મરમણતામા રમવુ હોય, સદતર ભવભ્રમણ બંધ કરવા હોય, આંતર શત્રુઓને હણવા હોય, જન્મ જરા ને' મરણાદિના અસહ્ય દુખો દૂર કરવા હોય, સ્વકર્મથી સર્વથા નિર્મૂલ થવુ હોય અને મોક્ષમા 'અવિચલ' શાશ્વતા સુખના ભાગી બનવું હોય, તેને ધર્મસત્તાનુ અર્થાત્ ધર્મનું શરણ અવશ્ય સ્વીકારવુ 'જોઈએ.

દશ્યમાન દુનિયામાં અનેક ધર્મો છે તેમા શ્રી સર્વજ્ઞ વિભુએ ઉપદેશેલો ધર્મ એ જ ખરેખર મનોવાછિતપૂરક અને અજોડ છે જગતમા તેની આર્હતદર્શન કે અર્હત દર્શન, સ્યાદ્વાદદર્શન કે અનેકાન્તદર્શન, વીતરાગદર્શન કે જૈનદર્શન, અને જૈનશાસન–જૈનધર્મ કે જૈનમત તરીકે પ્રસિદ્ધિ છે સાગરમા જેમ સર્વ કાઈ સમાય તેમ જૈનધર્મમાં સર્વદર્શનોનો સમવતાર છે કષ, તાપ અને છેદ–એમ ત્રણે પરીક્ષામાથી ઉત્તીર્ણ થયેલું સો ટચનુ સોનુ જેમ વિશુદ્ધ અને નિર્મલ છે, તેમ એ ત્રિપુટી વિશુદ્ધ જૈનધર્મ પણ નિર્મલ છે તેનુ અનેક ઉપમાઓથી અત્ર દિગ્દર્શન માત્ર કરાવાય છે

[ ૧ ]

ધર્મ એ જ સમસ્ત આલમમાં ‘ સર્વોત્કૃષ્ટ મંગલ ’ છે

[ ૨ ]

ધર્મ એ જ જગતમા ‘ લોકોત્તમ ’ છે

[ ૩ ]

ધર્મ એ જ દુનિયામા ‘ સાચુ શરણુ ’ છે

[ ૪ ]

ધર્મ એ જ મોક્ષસાધ્યનુ ‘ અત્યુત્તમ સાધન ’ છે

[ ૫ ]

ધર્મ એ જ જીવોનો ‘ સંરક્ષક સમ્રાટ્ ’ છે.

[ ૬ ]

ધર્મ એ જ જગતનો ‘ સાચો જનક–પિતા ’ છે

[ ૭ ]

ધર્મ એ જ જગતની ‘ સાચી જનેતા–માતા ’ છે

[ ૮ ]

ધર્મ એ જ ખરેખર 'વિશ્વબંધુ' છે

[ ૯ ]

ધર્મ એ જ મનોવાછિત ફળદાયક 'અલૌકિક કલ્પવૃક્ષ' છે

[ ૧૦ ]

ધર્મ એ જ આત્માને સાચી સ્વતંત્રતા–આઝાદી અપાવનાર 'મહામંત્ર' છે

[ ૧૧ ]

ધર્મ એ જ આત્માના આંતરશત્રુઓનું તથા બાહ્ય શત્રુઓનું સર્વથા વિનાશક 'દિવ્ય શસ્ત્ર' છે

[ ૧૨ ]

ધર્મ એ જ સંસાર સાગર તરવાની 'પવિત્ર તરણી–નૌકા' છે

[ ૧૩ ]

ધર્મ એ જ આત્માને–જીવને લાગેલા કર્મરોગને મૂળથી દૂર કરનાર 'સુંદર ઔષધ–દવા' છે

[ ૧૪ ]

ધર્મ એ જ આત્માના અસંખ્યાત પ્રદેશોમાં કયા કયા કર્મનો ડાઘ લાગેલ છે, તેને જોવાનો 'નિર્મળ આરીસો' છે

[ ૧૫ ]

ધર્મ એ જ આત્મોન્નતિકારક, આત્મોદ્ધારક અને આત્મ વિકાસક 'અલૌકિક વિદ્યાપીઠ–શાળા' છે

[ ૧૬ ]

ધર્મ એ જ મિથ્યાત્વતિમિરને–અંધકારને સર્વથા દૂર કરનાર 'લોકોત્તર દિવાકર–સૂર્ય' છે

[ ૧૭ ]

ધર્મ એ જ સમસ્ત જગતનો 'સાચો શણગાર' છે

[ ૧૮ ]

ધર્મ એ જ હિંસાથી, અસત્યથી, ચોરીથી, મૈથુન–વ્યભિચારથી, પરિગ્રહથી, અજ્ઞાનથી, અધર્મથી, અનીતિથી, અવિરતિથી, કષાયથી, મિથ્યાત્વથી, યોગથી, અઢાર પાપસ્થાનકથી, સપ્ત વ્યસનથી, રાત્રિ ભોજનથી, અભક્ષ્યથી, અનંતકાયથી, અસદ્‌ વર્તનથી, અતિક્રમથી, વ્યતિક્રમથી, અતિચારથી, અને અનાચાર વગેરેથી આત્માને સતત દૂર રાખવા માટે સદુપદેશ આપનાર 'સતગુરુ' છે

[ ૧૯ ]

ધર્મ એ જ યોગી મહાત્માઓનો, સંતમહાપુરુષોનો, અને ધર્મી જીવોનો 'મહાપ્રાણ' છે

[ ૨૦ ]

ધર્મ એ જ અધર્મનો હરિફ 'કટ્ટર શત્રુ' છે

[ ૨૧ ]

ધર્મ એ જ સૃષ્ટિમા 'અસીમ ઉપકારી' છે

[ ૨૨ ]

ધર્મ એ જ વિશ્વમા સાચી સલાહ આપનાર 'સન્મિત્ર' છે

[ ૨૩ ]

ધર્મ એ જ સંયમના પુનિત પથે પ્રયાણ કરાવનાર 'અજબ ભોમિયો' છે

[ ૨૪ ]

ધર્મ એ જ આત્માને ગુણસ્થાનકમારોહ કરાવનાર ' સાચો શિક્ષક ' છે

[ ૨૫ ]

ધર્મ એ જ સમસ્ત વિશ્વનુ ( સ્વર્ગ–મૃત્યુ–પાતાલનુ ), ત્રણ કાળનુ ( અતીત–વર્તમાન–અનાગત કાળનુ ), નવતત્ત્વનુ, ષટ્દર્શનનુ, સ્યાદ્વાદનુ, સપ્તનયનુ, સપ્તભગીનુ, ચાર અનુયોગનુ, નિક્ષેપાનુ, કર્મ તત્ત્વજ્ઞાનનુ, ઇતિહાસનુ, ભૂગોળનુ, ખગોળનુ, ગણિતનુ, જ્યોતિષનુ, વિજ્ઞાનનું, સગીતનું, વ્યાકરણનુ, ન્યાયનુ, સાહિત્યનુ, કાવ્યનુ, અલકારનું, નીતિ ને વ્યવહાર વગેરેનુ જ્ઞાન કરાવનાર ' અજોડ શાસ્ત્ર ' છે

[ ૨૬ ]

ધર્મ એ જ મોક્ષ નગરનો ' અનુપમ દરવાજો ' છે

[ ૨૭ ]

ધર્મ એ જ દુર્ગતિમા પડતા પ્રાણીઓને બચાવી સુગતિમા મૂકનાર ' ઉપકારી દેવ ' છે

[ ૨૮ ]

ધર્મ એ જ સર્વના દુ ખને સદતર દૂર કરનાર અને સહુને સદા સુખ આપનાર ' અનુપમ ચિતામણિ ' છે

[ ૨૯ ]

ધર્મ એ જ અધર્મીને ધર્મી, મિથ્યાત્વીને સમકિતી અને નાસ્તિકને પણ આસ્તિક કરનાર ' ઉત્તમ પારસમણિ ' છે

[ ૩૦ ]

ધર્મ એ જ આત્મારૂપી ખેતરમા સમ્યક્‌ત્વરૂપી બીજ વાવનાર
'અલૌકિક કૃષીકાર ( ખેડૂત ) છે

[ ૩૧ ]

ધર્મ એ જ અહિંસા સયમ અને તપરૂપ જળથી પરિપૂર્ણ
'પવિત્ર ગગાનદી' છે

[ ૩૨ ]

ધર્મ એ જ વીતરાગની વાણીરૂપી સુધાનુ પાન કરાવનાર
'અનુપમ અમૃતકુંપે' છે

[ ૩૩ ]

ધર્મ એ જ અહિંસા ને સયમનો, સત્ય ને અસ્તેયનો, તપ ને ત્યાગનો, વિનય ને વિવેકનો, ક્ષમા ને મૃદુતાનો બ્રહ્મચર્ય ને અપરિગ્રહનો, જ્ઞાન ને ક્રિયાનો, નય ને નિક્ષેપાનો, ન્યાય ને નીતિનો, યોગ ને અનુયોગનો, ધ્યાન ને સમાધિનો, નિશ્ચય ને વ્યવહારનો, તથા સ્યાદ્વાદ અને સકલ શાસ્ત્ર પ્રમુખનો 'મહા સાગર' છે

[ ૩૪ ]

ધર્મ એ જ આત્માને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રરૂપ રત્નત્રયીને અપાવનાર અને તેનો વિકાસ કરાવનાર 'આરાધનાનું સાધન' છે

[ ૩૫ ]

ધર્મ એ જ કર્મરજથી ઢ કાયેલા આત્માના અનત જ્ઞાનાદિ અખૂટ ખજાનાને, કર્મરજથી દૂર કરનાર અને તેને ખુલ્લો મૂકનાર 'મહાસમીર-પવન' છે

[ ૩૬ ]

ધર્મ એ જ સુખમાં કે દુઃખમાં, સંપત્તિમાં કે વિપત્તિમાં, શ્રીમંતાઈમાં કે ગરીબાઈમાં, ગામમાં કે વનમાં, સ્વર્ગમાં, મૃત્યુમાં કે પાતાલમાં, જળમાં, થળમાં કે આકાશમાં, અથવા ચૌદ રાજલોકમાં આત્માનો–જીવનો 'અદ્વિતીય સંરક્ષક' છે

[ ૩૭ ]

ધર્મ એ જ તરણતારણ શ્રીતીર્થંકર પરમાત્માએ આપેલો અને પરંપરાએ આવેલો આપણો 'અપૂર્વવારસો' છે

[ ૩૮ ]

ધર્મ એ જ શિવ સુખનો, દૈવી સુખનો, માનવીય સુખનો, રાજવી સુખનો, સંયમ સુખનો, સાંસારિક સુખનો, વ્યવહારિક સુખનો, પારમાર્થિક સુખનો, બાહ્ય સુખનો, અભ્યંતર સુખનો, અર્થનો અને કામનો 'અજોડ દાનવીર' છે

[ ૩૯ ]

ધર્મ એ જ દેવ અને ગુરુને દેખાડનાર તથા મોક્ષના માર્ગમાં પ્રકાશ કરનાર 'સુંદર દીપક–દીવડો' છે

[ ૪૦ ]

ધર્મ એ જ ક્ષણે ક્ષણે સંસારની અસારતા જણાવનાર, સંસારી જીવો પર કર્મ અને તેની ૧૫૮ પ્રકૃતિઓનો આબેહૂબ ચિતાર બતાવનાર, ચાર ગતિ અને ચોરાશી લાખ જીવયોનિનું સ્વરૂપ સમજાવનાર તથા સદ્ધર્મને કથન કરનાર સુંદર રંગબેરંગી 'બોલતું ચિત્રપટ' છે

[ ૪૧ ]

ધર્મ એ જ જીવને ખરો ન્યાય આપનારી ' સાચી અદાલત-કોર્ટ-કચેરી ' છે

[ ૪૨ ]

ધર્મ એ જ કર્મસત્તાની સામે પડકાર કરનાર, સામનો કરનાર, ઘોર સગ્રામ ખેલનાર, અને પોતાના આશ્રિતને વિજય પ્રાપ્ત કરાવનાર ' અજોડ સત્તા ' છે

[ ૪૩ ]

ધર્મ એ જ ધર્મગ્રન્થો રૂપી પુષ્પોનો-ફૂલોનો મઘમઘાયમાન ' મનોહર બગીચો ' છે

[ ૪૪ ]

ધર્મ એ જ જગતમા સર્વોન્નતિનો ' ધોરી રાજમાર્ગ ' છે

[ ૪૫ ]

ધર્મ એ જ જગતના જીવોનો ' પરમ આધાર ' છે

[ ૪૬ ]

ધર્મ એ જ સકલ સૃષ્ટિનો ' સાચો હિતસ્વી ' છે

[ ૪૭ ]

ધર્મ એ જ જગતમા દાન, શીલ, તપ અને ભાવ વગેરે સ્વરૂપ ' અજોડ આરાધના ' છે

[ ૪૮ ]

ધર્મ એ જ દેહ અને આત્માને સમ્યક્ તૃપ્ત કરનાર ' પૂર્ણ ભોજન ' છે

[ ૪૯ ]

ધર્મ એ જ ભૂખ અને તૃષા એ બન્નેને શાંત કરનાર ' અનુપમ પીયૂષ-અમૃત ' છે

[ ૫૦ ]

ધર્મ એ જ દેહ અને આત્માને નિર્મળ રાખનારો 'સુંદર સાબુ' છે

[ ૫૧ ]

ધર્મ એ જ સમસ્ત વિશ્વનું 'સાચું ધન' છે

[ ૫૨ ]

ધર્મ એ જ સદ્‌ગુણોરૂપી રત્નોનો 'અખૂટ ભંડાર' છે

[ ૫૩ ]

ધર્મ એ જ ઉન્માર્ગે જતા જીવને સન્માર્ગે લાવનાર 'અજોડ જાદુગર' છે

[ ૫૪ ]

ધર્મ એ જ દેહ અને આત્માનું સંરક્ષક 'અભેદ્ય બખ્તર' છે.

[ ૫૫ ]

ધર્મ એ જ ધર્મના અને વ્યવહારના પ્રત્યેક પ્રસંગને દીપાવનાર 'સર્વોત્તમ સાજ' છે

[ ૫૬ ]

ધર્મ એ જ સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ) રૂપી મહેલમાં ચઢવાની 'સુંદર નિસરણી' છે

[ ૫૭ ]

ધર્મ એ જ 'ધર્મી જીવોના ધનની સંરક્ષક 'સર્વોત્કૃષ્ટ બેંક' છે

[ ૫૮ ]

ધર્મ એ જ સમસ્ત જગતનો 'સર્વોત્તમ સાર' છે

[ ૫૯ ]

ધર્મ એ જ સંસારના ત્યાગનું અને મોક્ષની પ્રાપ્તિનું 'અદ્વિતીય 'કારણ' છે

[ ૬૦ ]

ધમ એ જ જગતના જીવોને વિશ્રાંતિ લેવાનુ શાન્તિનુ
'પવિત્ર ધામ ' છે

[ ૬૧ ]

ધર્મ એ જ જગતના જીવોની આધિ, વ્યાધિ અને ઉપાધિને
સર્વથા નિર્મૂળ કરનાર ' અજોડ જડીબુટ્ટી ' છે

[ ૬૨ ]

ધર્મ એ જ જગતમા એક 'અવિચળ-નિશ્ચળ નિયમ' છે

[ ૬૩ ]

ધર્મ એ જ વિશ્વની અખિલ આપત્તિનું શમન-શાતિ કરનારો
' સમર્થ દૂત ' છે

[ ૬૪ ]

ધર્મ એ જ જીવોના જન્મ, જરા અને મરણનો વિનાશક
' અદ્ભુત આણુબોમ્બ ' છે

[ ૬૫ ]

ધર્મ એ જ દુ ખરૂપી દાવાનળને શાત કરનાર ' મહામેઘ ' છે

[ ૬૬ ]

ધર્મ એ જ શોકરૂપી સર્પનુ વિનાશક ' ગરુડ પખી ' છે

[ ૬૭ ]

ધર્મ એ જ ધનાર્થીઓને ધન આપનાર 'અનુપમ કુબેર' છે

[ ૬૮ ]

ધર્મ એ જ કામીજનોની સકલ કામનાને પૂર્ણ કરનાર
'અલૌકિક કામઘટ ' છે

[ ૬૯ ]

ધમ એ જ મોક્ષના શાશ્વત સુખનો 'સર્વોત્તમ સાધક' છે

[ ૭૦ ]

ધર્મ એ જ ભવારણ્યને ઓળગવામા ‘ અજોડ ગ્રથ ’ છે

[ ૭૧ ]

ધર્મ એ જ સસારસાગરમા મુક્તિનગરનો કિનારો બતાવ નાર ‘ દિવ્ય દીવાદાડી ’ છે

[ ૭૨ ]

ધર્મ એ જ કર્મના–પાપના મર્મસ્થળને સર્વથા વીંધનાર ‘ દૈવી વજ્ર ’ છે

[ ૭૩ ]

ધર્મ એ જ દુનિયામા અનાથનો ‘ નિરુપમ નાથ ’ છે

[ ૭૪ ]

ધર્મ એ જ જગતમા ભયાન્વિતોનો ‘ અદ્વિતીય રક્ષક ’ છે

[ ૭૫ ]

ધર્મ એ જ સૃષ્ટિમા અશરણુનો ‘ અત્યુત્તમ શરણુ ’ છે

[ ૭૬ ]

ધર્મ એ જ ક્ષમા, મૃદુતા, ઋજુતા, પવિત્રતા, સયમ, સતોષ, સત્ય, તપ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આદિનું ‘ સગ્રહસ્થાન ’ છે

[ ૭૭ ]

ધર્મ એ જ શિવ–મોક્ષ તરુવરનું ‘ ઉત્તમ બીજ ’ છે

[ ૭૮ ]

ધર્મ એ જ દુષ્કર્મરૂપી ઘામનુ વિનાશક ‘ નિર્મળ શય ’ છે

[ ૭૯ ]

ધર્મ એ જ ભવરોગને દૂર કરવાને દવા આપનાર 'ધન્વંતરી વૈદ્ય' છે

[ ૮૦ ]

ધર્મ એ જ ધર્મીજનોની 'અમૂલ્ય સંપત્તિ' છે

[ ૮૧ ]

ધર્મ એ જ જગતમા નોધારાનો 'ઉત્તમ આધાર' છે

[ ૮૨ ]

ધર્મ એ જ દુનિયાની 'શ્રેષ્ઠ અજાયબી' છે

[ ૮૩ ]

ધર્મ એ જ જગતનો 'સાર્વભોમ ચક્રવર્તી' છે

[ ૮૪ ]

ધર્મ એ જ વિશ્વનુ 'દિવ્ય ભુવન' છે

[ ૮૫ ]

ધર્મ એ જ ધર્મીજનોને વ્યાપાર કરવાની અને પુણ્યરૂપી ધનની સાચી કમાણી કરવાની 'અલૌકિક દુકાન' છે.

[ ૮૬ ]

ધર્મ એ જ સદ્ગુરુઓ દ્વારા ધર્મામૃતનુ પાન કરાવનાર 'પવિત્ર પરબ' છે

[ ૮૭ ]

ધર્મ એ જ સમસ્ત જગતનુ 'અજોડ જવાહીર' છે.

[ ૮૮ ]

ધર્મ એ જ ધર્મીજનોના માથાનો 'અણમોલ મુગટ' છે

[ ૮૯ ]

ધર્મ એ જ ધર્મીજનોની આંખનો નિર્મળ 'શુક્રતારો' છે

[ ૯૦ ]

ધર્મ એ જ ધર્મીજનોના હૈયાનો 'મનોહર હાર' છે

[ ૯૧ ]

ધર્મ એ જ જીવનની ઝગમગતી 'આત્મજ્યોત' છે

[ ૯૨ ]

ધર્મ એ જ, સદ્‌ગતિનો, ઉચ્ચ કુળનો, શ્રેષ્ઠ જાતિનો, અખંડ આયુષ્યનો, નિરુપમ ભોગનો, ઉત્તમ બુદ્ધિનો, અલૌકિક કીર્તિનો, અનુપમ આરોગ્યનો, અખૂટ ધન-સંપત્તિ-વૈભવ આદિ ઋદ્ધિ-સિદ્ધિનો, અને અક્ષય સુખનો 'અદ્વિતીય દાતા' છે

[ ૯૩ ]

ધર્મ એ જ ધર્મીજનોનો આતમમાં લહેરાતો 'મહાન્ ઝંડો' છે

[ ૯૪ ]

ધર્મ એ જ દુખિયાના દુખને દૂર કરનાર અને સુખિયાને સુખ આપનાર 'દિવ્ય સંગીત' છે

[ ૯૫ ]

ધર્મ એ જ જગતમાં 'સર્વોત્કૃષ્ટ આલંબન' છે

[ ૯૬ ]

ધર્મ એ જ જગતના જીવોને ક્રીડા કરવાનું 'નંદનવન' છે

[ ૯૭ ]

ધર્મ એ જ શિવસુંદરીની ' સુંદર દૂતી '

[ ૯૮ ]

ધર્મ એ જ પરમાત્માનો પરિપૂર્ણ ' પરમ '

[ ૯૯ ]

ધર્મ એ જ આ ભવનું અને પરભવનું ' પુણ્ય '

[ ૧૦૦ ]

ધર્મ એ જ દુનિયાનું દૈવતાઈ ' ઉત્તમ ભોજ

[ ૧૦૧ ]

ધર્મ એ જ જીવોને સર્વદા પુણ્યપુંજનો
અર્પક ' છે

[ ૧૦૨ ]

ધર્મ એ જ જીવોના પાપપુંજનો સર્વથા ' સંહાર

[ ૧૦૩ ]

ધર્મ એ જ જગતમાં જીવોના ઉજ્જ્વળ યશ અને
' વિજયસ્તંભ ' છે

[ ૧૦૪ ]

ધર્મ એ જ સુખ-સંપત્તિ આદિનું ' મહાકેન્દ્ર ' છે

[ ૧૦૫ ]

ધર્મ એ જ ખરેખર વિશ્વમાં ' સાચી સંજીવની ' છે

[ ૧૦૬ ]

ધર્મ એ જ જગતનું તત્ત્વરૂપ ' સાચું નવનીત ' છે

[ ૧૦૭ ]
ધર્મ એજ જગતના જીવોનો અલૌકિક 'તારક' અને 'ઉદ્ધારક' છે

[ ૧૦૮ ]
ધર્મ એજ સદા મોક્ષના શાશ્વત સુખનો 'દાયક' અને 'સનાતન-શાશ્વત' છે

*

## ઉપસંહાર

ઉક્ત અનેક ઉપમાઓથી અલંકૃત એવા જૈનધર્મની મહત્તા અને પ્રાચીનતા વિશ્વભરમાં અનોખી છે

આજે પણ જૈનેતરોના પ્રાચીનતમ વેદો ને પુરાણોના પુરાવાઓ, તથા વિશ્વવિખ્યાત પાશ્ચાત્ય વિદ્વાનો અને મહાન્ તત્ત્વજ્ઞાનીઓના સુંદર અભિપ્રાયો, તેની સચોટ સાક્ષી પૂરી રહ્યા છે આને અંગે અમારી પ્રકાશિત થયેલ '**જૈનધર્મ અને તેની પ્રાચીનતા**' એ નામની પુસ્તિકા જોવા માટે જિજ્ઞાસુઓને ખાસ ભલામણ છે

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય ભગવંત પણ જૈનધર્મને માટે ત્યાં સુધી કહે છે કે—

" जिनधर्मविनिर्मुक्तो मा भुवं चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासित ॥१४१॥ "

[ योगशास्त्र, पृ० २६९ ]

'હું [ ભવાંતરમાં- ] જૈનધર્મથી રહિત એવો છ ખંડનો સમ્રાટ્-ચક્રવર્તી પણ ન થાઉં, પણ જૈનધર્મથી વાસિત એવો ભલેને દાસ અને દરિદ્ર થાઉં તો તે સારું છે' (૧૪૧)

[ ૯૭ ]

ધર્મ એ જ શિવસુંદરીની ' સુંદર દૂતી ' છે

[ ૯૮ ]

ધર્મ એ જ પરમાત્મનો પરિપૂર્ણ ' પરમથાળ ' છે

[ ૯૯ ]

ધર્મ એ જ આ ભવનુ અને પરભવનુ ' પુણ્ય પાથેય ' છે

[ ૧૦૦ ]

ધર્મ એ જ દુનિયાનુ દેવતાઈ ' ઉત્તમ ભોજન ' છે

[ ૧૦૧ ]

ધર્મ એ જ જીવોને સર્વદા પુણ્યપુંજનો ' અનુપમ અર્પક ' છે

[ ૧૦૨ ]

ધર્મ એ જ જીવોના પાપપુંજનો સર્વથા ' સંહારક ' છે

[ ૧૦૩ ]

ધર્મ એ જ જગતમા જીવોના ઉજ્જવળ યશ અને કીર્તિનો ' વિજયસ્તંભ ' છે

[ ૧૦૪ ]

ધર્મ એ જ સુખ–સંપત્તિ આદિનુ ' મહાકેન્દ્ર ' છે

[ ૧૦૫ ]

ધર્મ એ જ ખરેખર વિશ્વમા ' સાચી સંજીવની ' છે

[ ૧૦૬ ]

ધર્મ એ જ જગતનુ તત્ત્વરૂપ ' સાચુ નવનીત ' છે

[ १०७ ]

ધર્મ એજ જગતના જીવોનો અલૌકિક ‘ તારક ’ અને ‘ ઉદ્ધારક ’ છે

[ १०८ ]

ધર્મ એજ સદા મોક્ષના શાશ્વત સુખનો ‘ દાયક ’ અને ‘ સનાતન-શાશ્વત ’ છે

*

## ઉપસંહાર

ઉક્ત અનેક ઉપમાઓથી અલંકૃત એવા જૈનધર્મની મહત્તા અને પ્રાચીનતા વિશ્વભરમા અનોખી છે

આજે પણ જૈનેતરોના પ્રાચીનતમ વેદો ને પુરાણોના પુરાવાઓ, તથા વિશ્વવિખ્યાત પાશ્ચાત્ય વિદ્વાનો અને મહાન્ તત્ત્વજ્ઞાનીઓના સુંદર અભિપ્રાયો, તેની સચોટ સાક્ષી પૂરી રહ્યા છે આને અંગે અમારી પ્રકાશિત થયેલ **‘ જૈનધર્મ અને તેની પ્રાચીનતા ’** એ નામની પુસ્તિકા જોવા માટે જિજ્ઞાસુઓને ખાસ ભલામણ છે

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય ભગવંત પણ જૈનધર્મને માટે ત્યા સુધી કહે છે કે—

“ जिनधर्मविनिर्मुक्तो मा भुव चक्रवर्त्यपि ।
स्या चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासित ॥१४१॥ ”

[ योगशास्त्र, पृ० २६९ ]

‘ હું [ ભવાંતરમા— ] જૈનધર્મથી રહિત એવો છ ખંડનો સમ્રાટ્-ચક્રવર્તી પણ ન થાઉં, પણ જૈનધર્મથી વાસિત એવો ભલેને દાસ અને દરિદ્ર થાઉં તો તે સારુ છે ’ (૧૪૧)

પ્રાંતે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ ભગવંતની જેમ હું પણ એ જ ભાવનાને ભાવતો વિરમું છું

*

" सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥५॥ "

*

વીર સં. ૨૪૮૪, વિક્રમ સં. ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ શુદિ ૧ ગુરુવાર
તા. ૧૭-૭-૫૮

સ્થળ—
શ્રીવિજયલાવણ્યસૂરીશ્વર જ્ઞાનમંદિર
[ બોટાદ સૌરાષ્ટ્ર, ]

卐

લેખક—

શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ તપોગચ્છાધિપતિ-શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મ. ના પટ્ટાલંકાર વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન શાસ્ત્રવિશારદ શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી મ. ના પ્રધાનશિષ્યરત્ન-પંન્યાસપ્રવર શ્રીદક્ષવિજયજી ગણિવરના શિષ્યરત્ન પંન્યાસ સુશીલવિજય ગણી

॥ शुभं भवतु श्रीसङ्घस्य ॥